ૐ શ્રી હરિઃ

# સતી અનસુયા

## નાટકનાં ગાયનો.

## શ્રી પાલીતાણા ભક્તિ પ્રદર્શક
## નાટક મંડળી માટે


રચનાર

રાજયગોર મણીશંકર પોપટલાલ ઢોળવદકર

છપાવી પ્રસિદ્ધ કરનાર

મણીશંકર જેશંકર ભટ્ટ,

માલીક પા. ભ. પ્ર. નાટક મંડળી, કરાચી



પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦ (સર્વ હક્ક સ્વાધીન) સન ૧૯૧૫

કરાચી:— બંદર રોડ પર આવેલા મનોહર પ્રેસમાં
નરભેશંકર જગજીવન દવેએ છાપ્યા.

કીંમત રૂ. ૦-૨-૦

ॐ श्री हरिः

# સતી અનસુયા

નાટકનાં ગાયનો.

---

## શ્રી પાલીતાણા ભક્તિ પ્રદર્શક નાટક મંડળી માટે

રચનાર

રાજયગોર મણીશંકર પોપટલાલ હળવદકર.

છપાવી પ્રસિદ્ધ કરનાર

મણીશંકર જેશંકર ભટ્ટ,

માલીક પા ભ પ્ર નાટક મંડળી, કરાચી

---

પ્રથમાવૃત્તિ. પ્રત [illegible]૦૦૦ ([illegible]) સને ૧૯૧૫

---

કરાચી:— બંદર રોડ પર આવેલા મનોહર પ્રેસમાં

નરભેશંકર જગજીવન દવેએ છાપ્યા.

કીમ્મત રૂ. ૦-૨-૦

ૐ શ્રી હરિઃ

# અર્પણ પત્રિકા.



શ્રી પાલીતાણા ભક્તિપ્રદર્શક નાટક કંપનીના માલીક

રા. રા. શ્રીયુત ધર્માનુરાગી

ભટ્ટ મણીશંકર જયશંકર.

મને જે કાંઈ બુદ્ધિ અથવા વિદ્યા મળી છે તે આપની કૃપાથીજ અને હું જે કાંઈ પણ લખી શકું છું તે આપના સત્સંગનુંજ ફળછે. કહ્યું છે કે

जाड्य धीयो हरति सिंचति वाचि सत्य
मानोन्नति दिशति पापमपाकरोति ।
दीक्षु तनोति सत कीरतिमपीह लक्ष्मी
सत्सगति कथय किं नकरोतिः पुंसा ॥

તો આપશ્રીથી જે વિદ્યા મને પ્રાપ્ત થઈ તેના ફળ રૂપ આ મારા પ્રથમ પ્રયાસનું સતી અનસુયાનું નાટક આપ સાહેબને અર્પણ કરૂં છું તે સુદામાના તાંદુલ સમ સ્વીકારશોજી.

લી હું છું આપનો સેવક

રાજ્યગોર મણીશંકર પોપટલાલ

હળવદકર

# મુખ્ય પાત્રોનાં નામ.

## પુરૂષ વર્ગ.

અત્રી . મહર્ષી, અનસુયાના પતિ

માંડવ્ય. . તપસ્વી.

નારદ . બ્રહ્માના પુત્ર, મુનીઓમા શ્રેષ્ટ મુની

બ્રહ્મા, વિષ્ણુ, શંકર .. જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લય કરનાર દેવતાઓ

કાશીક ... ગરીબ સુરદાસ બ્રાહ્મણ, નર્મદાનો પતિ

અબુધ અર્ધ ગાંડો બ્રાહ્મણ, ચંચળનો પતિ

ગોપાળ .. ચંચળનો પિતા

## સ્ત્રી વર્ગ.

અનસુયા સતી શીરોમણી અત્રીના પત્ની

નર્મદા.. બ્રહ્મ કન્યા કાશીકની સ્ત્રી

લક્ષ્મી, સાવીત્રી, પાર્વતી મહા દેવીઓ

ચંચળ ગોપાળની દીકરી અબુધની સ્ત્રી

એ સિવાય ઇંદ્ર, કામદેવ, રાજા, કચેરી, કોટવાળ, દેવતાઓ ચોરો, સિપાઇઓ વનદેવી, ગંગાજી, અપ્સરાઓ, સખીયો વગેરે

# સતી અનસુયા

## નાટકની પ્રવેશવાર હકીકત.



### અંક પહેલો.

સુત્રધાર તથા **બે** બાળાનું **મંગળાચરણ.**

**પ્રવેશ પહેલો**—સિંહાદ્રી પર્વતની તળેટી. નર્મદાનું ઉગ્ર-તપ. વનદેવીનું પ્રગટ થવુ. સ્વર્ગમા જવાની આશિષ દઇ વનદેવીનુ અદ્રશ્ય થવુ. પાણીની શોધમા અનસુયાનું આ-વવુ સતીત્વના પ્રતાપે ગંગાજીને પ્રગટ કરવા અનસુયાની આશિષથી નર્મદાનુ વૈમાનમા બેસી સદેહે સ્વર્ગમા જવું.

**પ્રવેશ બીજો**—નંદનવન-લક્ષ્મી, સાવીત્રી તથા પાર્વતી નો વિનોદ વૈમાનમા બેસી નર્મદાનુ નીકળવુ. ઇર્ષા સતી-ત્વના પ્રભાવે વૈમાનનું પસાર થવુ દેવીઓની વીમાસણ. નારદનુ આકાશ માર્ગે ગમન અનસુયાની કસોટી કરવા જવા ત્રણે દેવીઓનુ પ્રયાણ કરવુ.

**પ્રવેશ ત્રીજો**—અત્રીરૂષીનો આશ્રમ-અનસુયાનુ પાણી લઇ આવવુ. ગંગાજીના પ્રગટ થવાથી અત્રીની સ્નાન કરવાની અભીલાષા. માંડવ્ય રૂષીનું આવવુ. સર્વનુ સ્નાન કરવા જવું.

**પ્રવેશ ચોથો**—રસ્તો-અણુધનું પોતાની સ્ત્રીને તેડવા પોતાના સાસરે જવા નીકળવુ કચરાનું મળવુ મશ્કરી. અણુધનું ખરખરો કરવા સાસરા તરફ વિદાય થવુ.

**પ્રવેશ પાંચમો**—અત્રીનો આશ્રમ-ત્રણે દેવીઓનું કામદેવની મદદ લઇ અપ્સરા સાથે અનસુયાને છળવા આવવું. અનસુયાનો અતીથી સત્કાર ભેટ સ્વીકારવા દેવીઓની યાચના. અનસુયાનો અસ્વીકાર પરાણે સુવર્ણમાળા આરોપવી સતી વીહ્વળ. કામદેવનુ અત્રીનુ સ્વરૂપ ધારણ કરી આવવું પ્રેમભિક્ષા. સતીનુ આશ્ચર્ય, સમાધીથી કામદેવને ઓળખવો. કામદેવને શ્રાપ, નિરાશ થઇ સર્વનુ પાછા ફરવુ

**પ્રવેશ છઠો**—ગોપાળનુ ઘર-અણુધનુ ખરખરો કરતા આવવુ ગોપાળનુ બહાર નીકળવુ અણુધને માર મારવો અણુધનુ છતા થવુ જમાર જમાઇ માટે ગોપાળનો પશ્ચાતાપ, ચચળને વિદાય કરવી.

**પ્રવેશ સાતમો**—ઇંદ્રની કચેરી. નારદમુનીનુ આવવું મૃત્યુલોકના સમાચાર પુછવા દુષ્કાળન ખબર આપે છે. તથા અનસુયાના સતીત્વની પ્રશસા કરે છે વૈમાનમાં બેસી નર્મદાનુ આવવુ અવિવાહિત નર્મદાને પાછા જવાની ઇંદ્રની આજ્ઞા નર્મદાની પ્રભુ સ્તુતિ વિષ્ણુનુ પ્રગટ થવુ. વિષ્ણુની આશિષ. નર્મદાનું પાછા ફરવુ દેવતાની સ્તુતિ.

**અંક પહેલો સમાપ્ત.**

# અંક બીજો.

**પ્રવેશ પહેલો**—કૌશીકની પર્ણકુટી નર્મદાનું પતિ શોધવા આવવું. અંધ કૌશીકથી પાણી ગૃહણ કરવુ બનેનું જવું.

**પ્રવેશ બીજો**—જંગલ. સમાધીસ્ત મુની માંડવ્ય. ચોરોનું આવવું. વાર આવી પહોચવાથી માંડવ્ય પાસે માલ મુકી ચોરોનું નાશી જવું. કોટવાળનુ સિપાઇઓ સાથે આવવું. માલ પકડવો. માડવ્યને ચોર ઠરાવી બાધીને લઇ જવું.

**પ્રવેશ ત્રીજો**—નર્મદાનું ઘર બદ્રીનાથની યાત્રાર્થે જવા કૌશીકની ઇચ્છા સખીયોનુ આવવુ. મશ્કરી નર્મદાની પતિ ભક્તિ સખીયોનું જવુ બદ્રીનાથ જવા પ્રયાણ.

**પ્રવેશ ચોથો**—શુળી માડવ્યને બાધી સિપાઇઓનું આવવું માડવ્યને શુળી પુર્વના પતગનુ દેવરૂપે પ્રગટ થવું. સિપાઇઓનુ ડરીને ચાલ્યા જવુ કર્યા કર્મ ભોગવવાં પડે છે તેવો બોધ આપી દેવનુ અદ્રશ્ય થવુ શુળીની પીડાથી માડવ્યનુ ત્યાજ પડયા રહેવુ કૌશીકને દોરી નર્મદાનું નીકળવું. માંડવ્ય સાથે કૌશીકનુ અથડવુ સુર્યોદય થતા કૌશીકનુ મૃત્યુ થશે તેવો માડવ્યનો શ્રાપ સુર્યોદય ન થવા નર્મદાની સુર્યને સ્તુતી સુર્યની અશિષ સતીત્વના પ્રભાવે માડવ્યના શાપનુ નષ્ટ થવું. માડવ્યનો પસ્તાવો.

**પ્રવેશ પાંચમો**—જંગલ ચોરલોકો. અણુધનુ ચ ચળને

તેડી નીકળવું. ચંચળનાં ઘરેણાં ઉતરાવી માલ લઇ ચોરનું ચાલ્યા જવું ગમાર ધણી માટે ચંચળનો બળાપો. જવું.

**પ્રવેશ છઠ્ઠો**—ગામની ભાગોળ કૌશીક તથા નર્મદા. રાજાનું અનસુયા સાથે આવવું. સુર્યોદય થવા દેવા રાજાની વિનતિ. પતિપરાયણ નર્મદાની ના પાડવી. કૌશીકને સજીવન કરવાનુ અનસુયાનુ વચન. સુર્યને બંધન મુક્ત. સુર્યોદય. કૌશીકનું મરણ પામવુ. નર્મદાને મુર્છા. કૌશીકને સજીવન કરવો. અનસુયાની આશિષથી કૌશીકનું દેખતા થવું. હર્ષઘેલો કૌશીક, બધાનુ જવુ

**પ્રવેશ સાતમો**—વૈકુંઠ લક્ષ્મી, સાવીત્રી તથા પાર્વતીની અનસુયાપ્રત્યે ઈર્ષા. નારદનુ આવવુ. અનસુયાના વખાણ. બળતામા ઘી વિષ્ણુનુ આવવું. અનસુયાની પરીક્ષા કરવા જવા લક્ષ્મીની વિષ્ણુ પાસે હઠ બ્રહ્મા તથા શંકરનુ આવવું. ત્રણે દેવોનુ પરીક્ષા કરવા જવા વિદાય થવુ.

**પ્રવેશ આઠમો**—અબુધનુ ઘર ચંચળને તેની મા તેડવા આવે છે. ચંચળની મા પાસે સાસુની ફરીયાદ પોતાની સાસુને મારી નાખવા ચંચળનુ અબુધને શીખવવુ ચંચળનુ છરો લેવા જવું કચરાનુ આવવુ. પોતાની માને બચાવવા અબુધને યુક્તિ બતાવી કચરાનું જવુ. ચંચળનુ છરો લઇ આવવુ. પોતાની માને બદલે ચંચળની માને અબુધ મારી નાખે છે હાથના કર્યા હૈયે વાગ્યા" બાબત ચંચળનો પસ્તાવો.

**પ્રવેશ નવમો**—અનસુયાનો આશ્રમ અતિથી નહં મળવાથી અનસુયા જમતા નથી. અતિથીની તપાસ કરવા કૌશીકને મોકલે છે ત્રણે દેવો સાથે કૌશીકનુ આવવું. પોતાની ઇચ્છાનુસાર ભોજન પીરસવા ત્રણે દેવોનુ અનસુયા પાસે વચન લેવું. નગ્ન સ્વરૂપે ભિક્ષા પીરસવાની માગણી સતીની વિમાસણ સમાધીથી ત્રણે દેવોને ઓળખવા છ છ માસના બાળક બનાવી દે છે.

અંક બીજો સમાપ્ત.

---

## અંક ત્રીજો.

**પ્રવેશ પહેલો**—ઇદ્રની કચેરી ઇંદ્રાસનનુ ડેલવુ દેવોનું આશ્ચર્ય થવુ નારદનુ આવવુ ઇંદ્રાસન ડોલવાનો ખુલાસો. પ્રભુને બાળપણામાથી છોડાવવા ઇંદ્રનુ રવાના થવુ.

**પ્રવેશ બીજો**—બદ્રીનાથ પર અત્રીનો આશ્રમ. અનસુયાના મોકલવાથી અત્રીને તેડવા કૌશીકનુ આવવું. બન્નેનું જવું

**પ્રવેશ ત્રીજો**—વૈકુઠ. લક્ષ્મી, સાવીત્રી તથા પાર્વતી–પતિ ચિંતામા ત્યા નારદનુ આવવુ પતિ બાબતનો નારદને પ્રશ્ન. અનસુયાએ બાળક બનાવી દીધા છે, તે જાહેર કરે છે. પોતાની હઠનો પસ્તાવો પતિને છોડાવવા ત્રણે દેવીઓનુ વિદાય થવું.

પ્રવેશ ચોથો--અનસુયાનો આશ્રમ. નર્મદા ત્રણે દેવોને પારણામાં ઝુલાવે છે. ત્રણે દેવીઓનું આવવું નર્મદાનું અનસુયને બોલાવવા જવું. પતિને મળવાની ત્રણે દેવીઓની અધીરાઇ. નિરાશ થવુ નર્મદા સાથે અનસુયા આવે છે. ત્રણે દેવોની અનસુયા પાસે માગણી અત્રીરૂષીની આજ્ઞા મળેથી ત્રણે દેવે ને સોપવાનું અનસુયાએ વચન આપવું.

પ્રવેશ પાંચમો--રસ્તો. ચંચળનું રીસાઇને પીયર જવા નીકળવુ અબુધનું સમજાવવુ. શ્રીહઠ અનસુયાનું આવવું. ચચળને બોધ પતિભક્તિનો પ્રભાવ સાભળી ચંચળનું અબુધ સાથે પાછુ ઘેર જવું

પ્રવેશ છઠો--અનસુયાનો આશ્રમ. અત્રીની રાહ જોતાં અનસુયા તથા ત્રણે દેવીઓ અત્રીનું કૌશીક સાથે આવવું. દેવોને સોંપવા બાબત ત્રણે દેવીઓની અત્રી પાસે યાચના. અત્રી દેવોને સોપવા અનસુયાને કહે છે. ઇદ્રિ તથા યમદેવ નુ આવવુ અનસુયા ત્રણે દેવોને મુળસ્વરૂપે બનાવે છે અનસુયાનો વાત્સલ્યભાવ બાળકનો વિયોગ સ્હન ન કરી શકવથી પુત્રરૂપે પ્રગટ થવા ત્રણે દેવ પાસે અનસુયાની યાચના. પ્રભુનુ વરદાન. ત્રણે દેવનુ અદ્રશ્ય થવું દતાત્રયનું પ્રાગટ્ય. સર્વનો આનંદ. સ્તુતિ.

અંક ત્રીજો સમાપ્ત.



ૐ શ્રી હરિઃ

# સતી અનસૂયા

## નાટકનાં ગાયનો.



સુત્રધાર— ૧

વિશ્વેશ્વર વિઘન વિદારક, ભવજળથી સઘ તારક
સ્મરૂ સ્મરૂ બહુ નામી, વિમળ વિરતિ પામી
આપો સુમતિ જગત્રાતા, ગતિદાતા— વિશ્વેશ્વર૦

બાળાઓ— ૨

ધન્ય સતીયોને સુખી સસાર તેમનો-
સસાર તેમનો રે પતિ પ્યાર જેમનો ધન્ય૦

શીળધારી, જેહ નારી
દેવ તેની સેવ કરે એજ સાચો સાર–સાર–સાર–સાર–ધન્ય૦

નર્મદા–　　　　　　　　３

ભાગ્ય તણી ગતિ ન્યારી માત--ભાગ્ય૦
કોઇ રંક કોઇ રાય બને કોઇ અખંડ તપધારી
કર્મને ચાક પર ચડ્યુ જગત આ દેખી હામ હુ હારી માત–
ભાગ્ય૦
વિશ્વ તણી સહુ વિચિત્ર બાજી સુખ દુખ કારી
ત્યાગ કરી તપમા દિન ગાળુ, એજ ટેક છે મારી માત–ભાગ્ય૦

વનદેવી –　　　　　　　　૪

તજીને વિષમ તપબાળા, હવે જા તુ સ્વર્ગ મોજાર
આ જગ દુખ દાયક છે સઘળુ, પામ્યા ન કોઈ પણ પાર– તજીને૦
પ્રભુનુ શરણુ ગણુ પ્યારૂ, ત્યાગી આ જગની જંજાળ
જગનો પ્રતિ પાળ દયાળ નકી લેશે તુજની સંભાળ -તજીને૦

અનસુયા—　　　　　　　　૫

શ્રીવર સહાય કર તું મારી, મળે ન મુને કયાંઇ પણ વારી
સ્થળ સ્થળ ફરી, જળ જળ કરી-કયાંઇ ઇચ્છા પુરી ન થઇ મારી
હાય હુ હારી, કરૂ કયાં લાચારી—　　　　શ્રીવર૦

સ્વામી તૃષીત છે, એ મમ ચિન્ત છે
આ તન મન પતિ પર વારી
હાય હું હારી, કરૂ કયા લાચારી- શ્રીવર૦

લક્ષ્મી-સાવીત્રી પાર્વતી- ૬

શ્રેષ્ટ સતીયોમા શાથી અનસુયા લેખાય
આગ અંતરમાં એથી જાગી ના પ્રેખાય
કામદેવ સાથે, વસંત લઇ સગાતે
જાળમાં ફસાવી ત્યારે શાન્તી મને થાય—શ્રેષ્ટ૦

કામબાણુ મારે, સતીત્વ શુ તે ધારે
શુદ્ધ બુદ્ધ સર્વ દેહ ભાન ભુલી જાય——શ્રેષ્ટ૦

આણુધ-કુચરો ૭

હાય હવે મારૂ શું થાય, મારી બાઇડી રાડી કચરા
હવે પાછુ તે કેમ જવાય થાય કાઇડી મારી કચરા
સસરા ઘેર જઇને પોક મુકાય
ઘરવાળી રાડી તે કેમ, હુ રહી ગયો એમનો એમ-

અપ્સરાઓ— ૮

ફુલી ફુલવાડી ( ૩ ) મંદ સુગંધ રે . મનને ગમે
ખુલી કુમળી કળી ( ૩ )ધારી ઉમંગ-રે... ભ્રમરો ભમે-ફુલી૦
દેખી હ્રુદયમાં વ્યાપે અનંગ જો, આજે સખીરી

સાખી

પ્રીતે પીયુ પાસે ગઇ, મુખથી નવ કહેવાય
ગુલાબ લાલે છાટીયો સખીરી આંખો માંય

અપ્સરા—નહીં નહીં

રતી ( ત્યારે ) સાખી

પીયુની સંગ પલંગમાં કંપાવી તુજ કાય
રસીયા સંગ ઉજાગરે, આંખો લાલ કળાય

રતી—ઘેલી ઘેલી બનાવો મને ઘેલી
જુઠી એ વાત સમજો સાહેલી

અપ્સરા—ખેલી ખેલી પીયુની સંગ ખેલી
રંગાઇ ત્યારે કયાં તું અલબેલી

સાખી

પ્યારાએ ચુંબન કર્યું, ભીનો છે તુજ ગાલ

અધર ચુસતાં રસ ઢળ્યો, અંબર છે તુજ લાલ

નહીં નહી, તેમ નથી-ત્યારે

રસીએ કેસુડા તણી, આણી અતર વ્હાલ

પીચકારી મારી સખી, જેથી અંબર લાલ

હા-હવે સમજ્યા-શું-વસંત-વસંત-વસંત —ફુલી૦

સાવીત્રી ૯

ખીલી જુવોને ફુલવાડી સુંદર આ ખીલી જુઓને

ફુલવાડી (૩)

ભ્રમર ગુંજાર કરી ચુસતો ચંપાની કળી

પવન શીતળ સુખકારી સુંદર આ૦

સુચવે સુદરી શાણી ચાલો રતિ રંગ માણી

મધુર કોયલ ટહુકારી સુંદર આ૦

અપ્સરાઓ-અનસુયા ૫૦

બાળા રમોને રતિ રગમાં પટકુળો પહેરી

સ્વામી વિનાનાં સહુ લાગતાં મુજને એ ઝેરી

અવસર આ વીતી જાશે

પાછળ પસ્તાવો થાશે

મણો માનુની અમ સંગમાં પટકુળો પહેરી બાળા૦

કામદેવ-અનસુયા ૧૧

ભોગ ભોગવીએ રે ભાવે ભામીની
તૃપ્ત ઇચ્છા કરતું મનની
ભાન ભુલ્યા સ્વામી તનની
બહાર તું જો આ ઉપવનની
મુકો મરીયાદ કાં સહુ જનની ભોગ૦
અચરજ અતિ હું આજે પામી
બુદ્ધિ નાશ પામી કાં સ્વામી
મનહરણી, વશીકરણી, કામીની ભોગ૦

ચંચળ-અબુદ્ધ ૧૨

હાય વનચરની સંગે વરાવી મને
વનચર કે ખચ્ચર કે અજગર કે ઉંદર કે
સાથે લઇ જાવી તને હાય૦
આ જુવાની કેમ જવાની હુ છું નવેલી નાર
ગાંડો સ્વામી હાય પામી
ગાંડો છું બાડો છું પાડો છુ જાડો છુ
ચાહે તે કે' તુ મને હાય૦

દેવતાઓ ૧૩

જય જય વિભુ વર દાતા જય સુર નર ગુણ ગાતા
જય અખીલ ભુવન ત્રાતા જય સેવક ઉર રહાતા

ભકતો પર પ્યાર ધારી લીધા અવતાર ભારી
અસુરો અસખ્ય મારી દુખ હર્યા સુખ શાતા જય૦
સચ્ચિદાનંદ સગુણ રૂપ અખીલેશ્વર શુદ્ધ સ્વરૂપ
કોટી કામ છબી અનુપ તત્વ સુધા રસ પાતા જય૦

---

# અંક ૨ જો

નર્મદા ૧૪

સ્વામિ વિના હુ ઘેલી ભટકું છુ આજ અકેલી
વૃક્ષ વિનાની સોહે કેમ વેલી સ્વામ વિનાની શોભે કેમ
છેલી-તાપે તપેલી, હુ વનવેલી સ્વામી૦
સ્વર્ગ થકી અપમાન હુ પામી કયાંઇ મળે ન મને પ્રભુ
સ્વામી, દુખ લે વામી અતરયામી સ્વામી૦

નર્મદા-કૌશીક ૧૫

ચાલો ચાલો ચતુર હવે ચાલો મોહન મારા મ્હાલો
દાસી થઇ ચુકી તમારી પ્યાસી પ્રેમની હું ભારી
પામી આજ હું તો અમૃત પ્યાલો ચતુર૦
મળી નર્મદા તુ નાર, નહીતો મારા વાગત બાર
તમે છો હૈઇઆના હાર, થયો આજ બેડો પાર—ચાલો

સખીઓ—નર્મદા—કૌશીક ૧૬

ગુણીયલને આંડો કંથ મળે કેમ જીંદગી જાવાની

મ્હેન કેમ જીંદગી જાવાની

તું અલબેલી આ અંધ કેમ તું સુખણી થાવાની

મ્હેન કેમ સુખણી થવાની

ચાહે તેવો ભરથાર મળે સતી પ્રભુ સમ સમજી સેવ કરે

આ અંધ પતિથી સ્વર્ગ મ્હેન—હું સત્વર જાવાની

મ્હેન હું સત્વર જાવાની

જો નાક મહીં છે લીંટ ભરી ધધો રાડો કાંઇ છે નવરી

શાને શરમાવો મ્હેન વાત કરી વ્યર્થ ભમાવાની હવે

હું સુખણી થાવાની ગુણી૦

નર્મદા ૧૭

જુઠી આ જગની જાણો માયારે પામર પ્રાણી

જુઠી ધનની મોટાઇ જુઠી જનની સગાઇ

જુઠી તે જાણો કાચી કાયારે પામર પ્રાણી૦

આ મારૂં ને આ તારૂં મમતા રૂપી અંધારૂં

ત્યાગી દે તે છે નકી ડાહ્યારે પામર પ્રાણી૦

નર્મદા ૧૮

સ્વામી ગણું છું હુ પરમેશ્વર
ન્યારા કરૂ હું કેમ
આ તનનાં છે માલીક મારા, ચંદ્ર ચકોરી જેમ
જળથી જો અળગું કરો મીન મરે છે જેમ
તેમ પતિ વીણુ હુ મરૂ એવો છે મુજ પ્રેમ

કૌશીક-નર્મદા ૧૯

આહાહા આ શું હુ દેખુ છુ આજ
અલૌકીક બધું છે સૃષ્ટિમાજ અહાહા૦
સૃષ્ટિ તણી સ્વામી જુઓને રચના
ઈશે રચ્યુ છે જે પ્રાણીને કાજ અહાહા૦
આ શું-નદી ના એ પહાડ
આ શુ ઝુપડી,-ના એ ઝાડ
શીળ પ્રતાપે પામી સહુ વાચ્છીત
માટે બાધો સહુ શીળની પાજ અહાહા૦

લક્ષ્મી-વિષ્ણુ ૨૦

શું અલબેલા અનસુયા તે અમથી ઉત્તમ ઠરી
બનાવો અમને હાંસી કરી
સાચવો માન અમારૂં જરી શું૦

અનસુયા અવનીમાં આજે સતી સાધવી ખરી
નહીં કો એ સમાન સુદરી રહો શકા સર્વે પરહરી
કહોને કેશવ કયારે એની સત્ય કસોટી કરી
તમને મોહન શીખ આવડી કહોને કયાંથી મળી
જાય છે ચિત્ત અમારૂ ચળી અમારૂં હૃદય જાય છે બળી શું.

સાવીત્રી— ૨૧

સ્વામી જાઓ છોડાવો સઘ અનસુયાની ટેક
વેગે વાલમજી વ્હાલથી સીધાવો
ટળીને ભ્રાન્તી, હૃદય શાન્તી
સ્વામીજી કયારે થશે
અનસુયા ગુમાન માન શીયળનુ જ્યારે જશે
આપની પાસે સ્વામી શુ જોર એનુ ચાલશે

બચળ-અંતુર— ૨૨

ધણી મળ્યો છે અકલ વગરનો હાય હવે શુ થાશે
ઠીક મળ્યો છુ હુ નહી હોઉ તો તુ નકી રડાશે
ભાન વગરનો ભુત ખરેખર કેમ જીદગી જાશે
ભુત જેવો છુ કેમ હવે શું ઝેર હવે તું ખાશે

સાસુજી તો રહી ગયા ને મારી માને મારી
શેમા વ્હાલી મારી મા તે તારી મા લે ધારી

અનસુયા— ૨૩

હુ તો જુગ્તીથી જમાડુ જોગી રાજ મહારાજ
પ્રેમથી પધારોને અવાસમા
ક્ષીર ભોજન નીપજાવુ ખર ભાતથી
શીરો સુદર બનાવુ ભલી ભાતથી
પ્રીતે પીરસુ હુ હાજર ઉભી છુ તમ કાજ પ્રેમથી૦
મોદક મીષ્ટ ને મધુર ક્ષુધા ભાગશે
શાક સ્વાદીષ્ટ સુધા સમાન લાગશે
રૂડા રાઇતા બનાવુ ઋષીરાજ મહારાજ પ્રેમથી૦

અનસુયા— ૨૪

જોગી વિચારોને કટુ વચન વદતા મુખ માય
ઢોંગી જણાઓરે સતી તમથી નહીજ ભરમાય
શરમ ત્યાગીને ભરમ ભાગીને, અણઘટતુ માગ્યુ શુ રે
મુજ હ્રદય વિધાય, પૃથ્વી રસાતળ જાય
મારૂ પતિવૃત અરે જો જાય— જોગી૦

નેપથ્ય— શામાટે ગભરાય છે, ધર હ્રદયે વિશ્વાસ,
અવિનાશી યોગી રૂપ, આવ્યા છે તુજ પાસ

# અંક ૩જો

વારાંગનાઓ— (સારેગમ) ૨૫

નીની પમ રેસા નીસા રેરે—નીનીની સાસાસા
રેરે પમ રેસા પમરેસા— (૨) નીની
મમમ પપપ નીનીસા પનીનીસા પનીનીસા
રેસા રેસાની પમ નીની પમ રેસા નીસા
નસા મરે પમની પનીસા પરેરેસા ગનીનીપ
મપમરે નીની

સાવીત્રી— ૨૬

નહી ગરજ સમી ચીજ કોઇ જગતમા મીઠી કોઇ ના
દીઠી
સખી સાકરથી પણ ગરજ જગતમા મીઠી અત્યારે દીઠી
ગરજ પડે મોટા માનને છોડી દુશ્મન પાસે જાવુ પડે
દોડી— ગરજ૦

સાખી

ગરજ તજાવે શરમને ગરજ મુકાવે માન
ગરજ પડે દીનતા ગ્રહી સહેવુ પડે અપમાન
નહી

નર્મદા— ૨૭

લાડકડા લાલ જરી ઝુલો મોહન મારા ઝુલો
છોગાળા છેલ ઝુલો

પ્રીતે પારણું સુવર્ણથી મઢાવીએ
રૂડાં રમકડાં તો વ્હાલથી મગાવીએ
લાલ હીરની દોરીથી ઝુલાવીએ,
મારા ચિત્તના ચકોર જરા ઝુલો
કિશોર જરા ઝુલો— (૨) લાડકડા•

દેવીઓ— ૨૮

આપનો સાચે સાચો છે પ્રભાવ
જગતમાં સતીઓ તમ જેવી સહુ થાઓ
એક પતિ ભકિતથી સ્વર્ગને જીતાય છે
તેજ સર્વ લોકમાહી પ્રેમથી પુજાય છે
કીધી અમોએ જે ભુલ ઉપજાવ્યુ છે શુળ
અરપો સ્વામી હવે તો અંતર અકળાય છે

અબુધ-ચચળ— ૨૯

મારી બાઇડી તો સમજુ થઇ આજ ભાઇ ભાઇ
હવે બન્ને જણ જમશું ભેગાજ ભાઇ (૨)
મટી ગયુ આડુ, હાલ્યુ હવે તો ગાડુ
હતી મારા પર એતો નારાજ-
પતી તમ પાસે હુ માફી માગુ
હવે હુ તો લળી લળી પાય લાગુ
હવે તમ વચનને નહિ ત્યાગુ

બેશ કહુ તો બેશ—અને ઉઠ કહું તો ઉઠ

હા—

બેસી જા—ઉભી થા— (૪) ભાઇ ભાઇ—

૩૦

જય છે સતીનો શુદ્ધ દંપતીનો અતિ ઉતમ તે સંસાર

શુદ્ધ પ્રેમ તણો ધરી નેમ ઘણો વળી છેજ પરસ્પર પ્યાર

પામેછે તે આ ભવપાર રાજી રહેછે સરજન હાર

આર્ય ભુમિપર વાસ થજો, સતિઓનો હે કિરતાર,

ॐ શાન્તિઃ — શાન્તિઃ — શાન્તિઃ



# સૂચના.

નીચે લખેલાં પુસ્તકો અમારી નાટક કંપનીમાંથી મળશે.

| | | |
|---|---|---|
| ૧ | ધર્મગુપ્ત | ૦—૨—૦ |
| ૨. | સતિ એકાવળી | ૦—૨—૦ |
| ૩. | ઉત્તમ કુમાર | ૦—૨—૦ |
| ૪ | સુદર્શન | ૦—૨૦૦ |
| ૫ | વિશ્વ મોહિની | ૦—૨—૦ |
| ૬ | નટી નટવર | ૦—૨—૦ |
| ૭ | ભક્ત વિજય | ૦—૨—૦ |
| ૮ | શિયળવતી | ૦—૨—૦ |
| ૯. | બાજીરાવ પેશ્વા | ૦—૨—૦ |
| ૧૦ | રતિ ચંદ્ર | ૦—૨—૦ |
| ૧૧ | જાલીમ રૂભદ્ર | ૦—૨—૦ |
| ૧૨. | ચંદ્રશેખર | ૦—૨—૦ |
| ૧૩ | શાન્તિકર | ૦—૨—૦ |
| ૧૪ | ભક્તિ પ્રતાપ | ૦—૨—૦ |
| ૧૫ | ભાગ્યોદય (છપાય છે) | ૦—૨—૦ |
| ૧૬ | ગંધર્વ કન્યા (છપાય છે) | ૦—૨—૦ |
| ૧૭ | કાળો પહાડ (છપાય છે) | ૦—૨—૦ |
| ૧૮ | સતી અનસુયા | ૦—૨—૦ |

મણીશંકર જેશંકર ભટ્ટ.

પાલીતાણા ભ પ્ર. ના ક ના મેનેજર